॥ श्री गणेशाय नमः ॥

## શ્રી મનોરંજક નાટક સમાજ.

# શુકદેવજી.

### નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

રચનાર,
કવિ ચિત્રકાર,
ફુલચંદ ઝવેરચંદ શાહ, (નડીઆદ.)

પ્રકાશક,
પ્યારેલાલ વિઠ્ઠલરાય મ્હેતા.
ખાડીઆ, અમદાવાદ.

સં. ૧૯૭૭ ઈ. સ. ૧૯૨૧

આવૃત્તિ પહેલી પ્રત ૩૦૦૦

મૂલ્ય ત્રણ આના.



શ્રી 'ગણેશ' પ્રિન્ટીંગ પ્રેસમાં
**ઇશ્વરલાલ માણેકલાલ ત્રીવેદીએ** છાપ્યાં
ઠે. જુમામસીદ સામે-**અમદાવાદ.**

# લેખકના બે બોલ



સૃષ્ટીમાં આદિ કાળથી અદ્યાપી પર્યંત દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચે પરસ્પર યુદ્ધ ચાલુજ આવે છે. અને પરિણામે દૈવી સંપત્તિનો વિજ્ય અને આસુરી સંપત્તિનો પરાજય એ અનાદિ સિદ્ધાંત પણ આપણે સાંભળતા આવ્યા છીએ, પરંતુ શ્વાનની પેઠે અહિં તહિં ભટકતુ મન જ્યારે સુખ દુઃખ અને રાગદ્વેશાદિ દ્વંદથી રહીત દ્રષ્ટારૂપે સ્થપાયલા આત્માને ઓળખી જાય ત્યારેજ એનું પુરૂં રહસ્ય સમજાય છે.

॥ मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥

મન એજ મનુષ્યનાં બંધન અને મોક્ષનુ કારણ મનાયું છે, માટે શમ દમ નિયમાદિ પ્રયત્નો વડે કરીને જો પ્રથમ મન વશ થઈ જાય તોજ ભવ તરી જવાય. બાકી ઘરબારનો ત્યાગ કરી ભીખ માગીને ખાવાથી કે નાના પ્રકારના કાવા દાવામાં ફસાઈ અહિં તહિં ભટકવાથી કંઈ પ્રભુ મળતા નથી. પોતાના નિત્ય કર્મોમાં કુશળ રહી ધર્મ ધ્યાનવડે કરીને મનથી પવિત્ર થએલો સંસ્કારી જીવ સંસારી જીવનાં વાસનાઓથી મુક્ત થતો જાય છે અને અંતે પ્રભુના ધામનો અધિકારી થાય છે એજ આ કથા પ્રયોગનું તાત્પર્ય છે.

જે પામર જીવો દ્રવ્ય કે કિર્તિના લોભથી સામાન્ય અન્યાય કરી અસત્ જીવન ગાળે છે તે પોતે પણ જાણતા હશે કે સૃષ્ટિના નિયામક રૂપે સ્થપાયલા દેવતાની નોંધમાં કોઈનાથી કિંચીત પણ ફેરફાર થઈ શકે તેમ નથી, જેવુ કરશે તેવું ભોગવશે, પરમાત્મા! સર્વને સદ્‌બુદ્ધિ આપો, સર્વને સન્માર્ગે ચઢાવો!

નડીઆદ
તા. ૧૦–૫–૧૭

ફુલચંદ ઝવેરચંદ શાહના
જય શ્રીકૃષ્ણ.

# શુકદેવજી કથા પ્રયોગનાં પાત્રો.

**શુકદેવજી**—પુર્વાવતારમાં શુકરૂપે બ્રહ્મજ્ઞાનથી સંસ્કારી થએલો
દૈવી જીવ.
**વેદવ્યાસ**—શુકદેવજીના પિતા.
**નારદમુની**—બ્રહ્માના પુત્ર.
**વીરભદ્ર**—મહાદેવજીના મુખ્ય ગણ.

**જનક**—મિથિલાપુરનો રાજા,
**જગો**—રાજાનો માળી.

**ભગો**—ભક્તિનો ડોળ ઘાલું દંભી હજામ.
**રમતારામ**—હાજર જવાબી ભિક્ષુક બ્રાહ્મણ.
**અષ્ટાવક્ર**—અપંગ ઋષિ કુમાર
**શ્વેતકેતુ**—અષ્ટાવક્રનો મામો.
**અમાત્ય**—જનક રાજાનો કારભારી.

**કહોલ**—અષ્ટાવક્રના પિતા.
**ધન્વંતરી**—દેવતાઓનો વૈદ
**તક્ષક**—મનુષ્ય રૂપે રહેલો નાગ દેવતા.
**પરિક્ષિત**—પાંડવ વંશજ શાસ્ત્રપ્રસિધ્ધ રાજા.

**શમિક**— એક તપસ્વી.
**શૃંગી**—તપસ્વીના કુમાર.
**ઋષિપત્નિ**—વેદવ્યાસનાં પત્ની.
**સુજાતા**—અષ્ટવક્રની માતા.
**સમણા**—જગા માળીની સ્ત્રી.

**ગંગા યમુના, સરસ્વતી** } મહા સરીતાઓ
**રંભા-ઉર્વશી ચિત્રલેખા-મદનલેખા** } અપ્સરાઓ.

એ શિવાય બીજી અપ્સરાઓ, ઇંદ્રાદિક દેવતાઓ, મહાદેવના ગણો ઋષિકુમારો, શિષ્યો, બ્રાહ્મણો, અનુચરો વિગેરે.

श्री गणेशाय नमः

# શ્રી શુકદેવજી કથા પ્રયોગની કથા રચના.

મંગળાચરણ—

## ચિત્રદર્શન-વસ્તુ વિવેચન.

**દર્શન ૧ લું**—મેરૂ પર્વત પ્રદેશ ઉપર વર્ષાઋતુનાં ગુણગાન કરતી અપ્સરાઓની ઉડી આવેલા પક્ષી દેહી શુકદેવજી અને વેદ વ્યાસની સાથે તપોવનમાં નિવાસ કરતાં ઋષિપત્નીનો સહજ સમાગમ થાય છે.

**દર્શન ૨ જું**—વીરભદ્રાદી શંભુના અન્ય ગણો જ્ઞાની શુકને શોધતા શોધતા તપોવનમાં આવી પડે છે પરંતુ તેણે તો પક્ષીદેહ તજી દીધાના સમાચાર સાંભળી નિરાશ થઈ જાય છે, નારદમુની આવી તેમને સમજાવી કૈલાશ તરફ વિદાય કરી દે છે.

**દર્શન ૩ જું**—પુત્રની અભિલાષાથી તપ કરતા વેદ વ્યાસના આશ્રમસ્થાનમાં નારદમુની આવે છે અને ઋષિપત્નિના ઉદરમાં આશ્રય પામેલા એ દેવી જીવનું યથાર્થ રક્ષણ કરવાનો ઉપદેશ કરી પાછા બ્રહ્મલોકમાં ચાલ્યા જાય છે.

**દર્શન ૪ થું**—પોતાના શયનગૃહમાં પોઢેલા મિથિલાપુરપતિ જનકને સ્વપ્ન આવે છે અને એમાંથી જાગ્રત થતાં સ્વપ્નાવસ્થામાં બનેલા બનાવના સ્મરણથી ચિત્તભ્રમ જેવું થઈ જાય છે.

**દર્શન ૫ મું**—ગંગાસ્નાન કરવા જતા ઋષિકુમારો અષ્ટાવક્ર નામના એક અપંગ ઋષિકુમારને ચીડવે છે. બ્રહ્મવિદ્યા શીખનાર ભગોભગત, રમતારામના કહેવાનો ઉંધો અર્થ સમજે છે-ભ્રમણા તેને ભમાવે છે.

દર્શન ૬ ઠું—ઉદ્દાલક મુનીના આશ્રમમાં સુજાતા માતા પાસે અષ્ટાવક્ર આક્રંદ કરતા આવે છે, પોતાના પિતા જનક રાજાના દરબારમાં છે એમ જાણી પોતાના મામા શ્વેતકેતુને સાથે લઈ મિથિલાપુર જવાનો નિશ્ચય કરે છે.

દર્શન ૭ મું—બાર વર્ષથી માતાના ઉદરમાં વસેલા શુકદેવજીને ગંગા યમુના અને સરસ્વતી મુર્તિમાન પ્રગટ થઈ વરદાન આપે છે. સાક્ષાત વિષ્ણુ પણ આશ્રમસ્થાનના રક્ષણાર્થે પોતાનું સુદર્શનચક્ર મુકી અભયદાન આપે છે. શુકદેવજીનું પ્રાગટ્ય થાય છે.

---

## અંક ૨ જો.

દર્શન ૧ લું—જનક રાજાના પ્રશ્નથી ગભરાયલા ઘણા બ્રાહ્મણો મિથિલાપુર છોડીને ચાલ્યા જાય છે.

દર્શન ૨ જું—રાજાના પ્રશ્નના સમાધાન માટે અષ્ટાવક્ર તથા શ્વેતકેતુનું આગમન થતાં રાજના અમાત્ય સાથે માર્ગમાંજ સમાધાન.

દર્શન ૩ જું—રાજસભામાં અષ્ટાવક્રનો જ્ઞાનવાદ રાજાની શંકાનું યથાર્થ સમાધાન.

દર્શન ૪ થું—અષ્ટાવક્ર પુજન, પિતાપુત્ર ભેટ.

દર્શન ૫ મું—જન્મ યોગી શુકદેવજીનો તપ કરવાનો નિશ્ચય, માતા પિતાનો બોધ, વિયોગ–ઈંદ્રાવાહન.

દર્શન ૬ ઠું—જ્ઞાન ગુફામાં ધ્યાનસ્થ શુકદેવજી, દેવેન્દ્રની આજ્ઞાથી તપ ભંગ કરવાનો પ્રયત્ન કરતી રંભાદિ દેવાંગનાઓનો પરાજય.

**દર્શન ૭ મું**—ભગવાનના દર્શનની ભ્રમણાથી નાક કાપી બેઠેલો ભગો અને ભ્રમણાનો ધણી જગો.

**દર્શન ૮ મું**—જનક વિદેહીને ત્યાં જતાં માર્ગમાં નારદજીનો સમાગમ શુકદેવજી અને નારદજીની જ્ઞાન ગોષ્ટ.

**દર્શન ૯ મું**—શુકદેવજીનું જનકરાજાની પાસે આગમન, અરસપરસ મન સમાધાન.

---

## અંક ૩ જો.

**દર્શન ૧ લું**—મૃગયાથી શ્રમીત થયેલો પરિક્ષિત રાજા શમિક ઋષિના આશ્રમસ્થાનમાં આવી ચઢે છે ત્યાં પોતાનો આતિથ્ય સત્કાર નહી થવાથી ક્રોધાવેશમાં ઋષિના કંઠ પ્રદેશમાં મરેલો સર્પ વિંટાળી ચાલ્યો જાય છે. પાછળથી ઋષિકુમાર પણ રાજાને શ્રાપ આપે છે.

**દર્શન ૨ જું**—રાજ મહેલમાં પ્રવેશ કરતાં રાજાને અપશુકન થાય છે આશ્રમસ્થાનમાં બનેલો બનાવ ભુલી ગયેલો રાજા શ્રાપ સમાચાર સાંભળી સાવધાન થઇ જાય છે.

**દર્શન ૩ જું**—તક્ષક તથા ધન્વંતરીનો ચમત્કારીક વાદ વિવાદ.

**દર્શન ૪ થું**—ગંગાતટ ઉપર શ્રીમદ્ ભાગવતની કથા સમાપ્ત પરિક્ષિતનો મોક્ષ, દેવતાઓનાં આશીર્વચન, વિષ્ણુ પ્રાગટ્ય અને કથા પ્રયોગની પુર્ણાહુતી.

॥ ૐ તત્સત્ પરમાત્મને નમઃ ॥

**સમાપ્ત.**

શ્રી ગણેશાય નમઃ

# શુકદેવજી.

## નાટકનાં ગાયનો.

### મંગલાચરણ.

૧

સુત્રધાર } શ્રી ગણુસ્વામી—સુમંગલનામી; શ્રી૦
બાળાઓ } પ્રથમ વંદુ પદ કમલ વિરામી. શ્રી૦
વંદુ ભારતી માત ભવાની,
વંદુ તાત ગુરૂ દેવજ્ઞાની
દ્યો શુભ આશિષ દાસ પ્રમાણી. શ્રી૦

૨

સુત્રધાર— જેનું લોચન એક અર્ધ ઢળિયું,
ધ્યાનેજ મિચાયલુ
બીજું એક રહ્યું નમી મદ ભર્યું
શ્રી અંગ નીહાળતું
ને ત્રીજું હરથી મહા મદનને
અગ્નિ રૂપે બાળતું,
એવાં લોચન શ્રી ત્રીલોચન તણાં
કલ્યાણ સૌનું કરો.

૩

**બાળાઓ**—અજર અમર પદ દેનારૂં છે સાચું જગમાં શ્રીહરિ નામ
સાચું જગમાં શ્રી હરિ નામ, વળી ભજતાં નવ બેસે દામ.—અજર.
જન્મ જોગી શુકદેવે, જન્મ થતામાં જોગ સ્વીકાર્યો,
શ્રીમદ ભાગવત શ્રવણ કરાવી
પરિક્ષિતરાયને તાર્યો રામ (૨) અજર.

૪

**અપ્સરાઓ**—વર્ષાઋતુ શી રળીઆમણી,
જો સખી વર્ષારૂતુ શી રળીઆમણીરે લોલ.
લીલાં લીલાં અંબર ઓઢ્યાં શાં ભૂમિએ,
લીલાં હરીયાળીનાં વનજો. જો સખી૦
રમણિય ત્રટ સરવર તણા નવામ્બુએ છલકાય,
(જયમ) આંખડીઓ વીરહી તણી આંસુડે ઉભરાય.
વાદળીઓ ઉમંગભર આવતી રે લોલ,
જાણે પીયુનો સંદેશો લાવતી રે લોલ;
વારી બિંદુ મોતીડાં વરસાવતી જો. (૨) સખી વર્ષા૦

**ઋષીપત્ની**—

૫

કાયારથ ગામી રૂડા હંસલાજી.
હાંકો કાયારથ રહી હુંશીયાર—રહી હુંશીયાર—કાયારથ.
ચુકશો જો જરીએ ચીલા,
મુકશો જો જરીએ ઢીલા,
ચઢશે તોફાને મન તોખાર—મન તોખાર—કાયારથ.

**ઋષીપત્ની—** ૬

સુખ દુ:ખ મનનાં કારણ સજની,
મનપર સૌ આધાર;
જેનું મન જેથી માન્યું તેમાં સુખ તેને સાર....સુખ૰
યોગી છે યોગે રાજી, (૨)
**અપ્સરાઓ**—ભોગી ઉપભોગે રાજી, (૨)
**ઋષીપત્ની**—રાજી વનવાસી વન મોઝાર
સજની રાજી વનવાસી વન મોઝાર.... સજની૰
ડહેલે ઘરબારી રાજી, (૨)
**અપ્સરાઓ**—મ્હેલે દરબારી રાજી, (૨)
**ઋષીપત્ની**—રાજી જેનો જેવો અધિકાર:
સજની રાજી જેનો જેવો અધિકાર.... સજની૰

૭

**નારદ**—હુંપદથી હરિ દુર હરિજન હુંપદથી હરિ દુર....
લઘુતામાં પ્રભુતા વસે, પ્રભુતાથી પ્રભુ દુર;
કીડી મીઠરી [illegible] છે, [illegible] ધુળ....હરિજન૰

૮

**વ્યાસ**—હર હર હર શંભુનાથ દેવાધિદેવા!
નિશદિન દીન ભાવે હું કરૂં ભક્તિ સેવા;
ચરણ શરણ આવી યાચું છું શીરનામી,
વરદ સુખદ આપો વંદુ હે વિશ્વ સ્વામી....

૯

નારદ—ગા મન ગોવિંદ ગોવિંદ ગોપાલ (૨)
શ્રીધર બંસીધર ગિરીવરધર;
નટવર હરિ નંદલાલ .... .... ગા મન૦

* * *

જય જગદીશ ઇશ ગતિ ન્યારી,
અકળકળાની શી બલીહારી;
હરિ દીનબંધુ દયાલ .... .... ગા મન૦

૧૦

## માયા દર્શન.

ચંદ્રા—પરવારી રાજા જનક પોતે રાજ કાજ થકી અહીં;
દેખાડું જો સખી જો સુતો દેખાય છે શય્યા મહીં.
નિદ્રા—દુશ્મન ચઢી આવ્યો નગરપર નિજપડો વજડાવિયો;
કીલ્લા તણા તોડી કમાડ મહેલ મહિં આવી રહ્યો.
તંદ્રા—શય્યા મહિંથી પકડી ગરદન રાયને બેઠો કરે;
ઉગામીયાં છે શસ્ત્ર કરવા ધડથી શિર જુદુ અરે.
નિદ્રા—રાજા બહુ ભયભીત થઇ નિશ્વાસ બહુ નાખે ખરે;
જીવતો જવાદો એમ કહી બે હાથ જોડી કરગરે.
તંદ્રા—સૌની ચુકાવી નજર નૃપતી ત્યાંથી નાઠો જીવ લઇ;
આવી ચઢ્યો દેખાય છે નિજ નગરના ચૌટા મહીં.
નિદ્રા—ભુખ્યો અને તરસ્યો વળી છે વસ્ત્ર પણ પૂરાં નહીં,

મુકી નગરની હદ સખી જો આવીઓ વગડા મહીં.
તંદ્રા—ત્યાં વૃક્ષ નીચે પાત્ર ધાન ભર્યું પડયું દેખાય છે;
ભરી કોળીઓ બહુ હર્ષથી મુખમાંહી મુકવા જાય છે.
નિદ્રા—બે સાંઢ લઢતા આવીયા ન ઉપાય રાજાનો રહ્યો;
પાટું પ્રહારે પૃથ્વીતિ પૃથ્વી ઉપર ગબડી ગયો....

ઋષિકુમારો— ૧૧

ચાલો ગંગાજી આજ સ્નાન સંધ્યાને કાજ;
વળી સાથે મળ્યો છે શિષ્યોનો સમાજ— ચાલો૦
પ્રણુય મંત્રનો જાપ જપીને બેસું ધરી સમાધી;
વેદ મંત્રની ધુન મચાવું બ્રહ્માને આરાધી—ચાલો૦

સર્વે— ૧૨

ચાલો કરીએ લુલાની ટીંગા ટોળી:
ઝાલો હાથ પગ એના વાળો ઝોળી— ચાલો
ત્હારા બાપે ના હીંદોળ્યો;
ત્હારી માએ ના હીંદોળ્યો;
નવ પાઇ તને ગળથુથી ઘોળી— ચાલો૦
કેવાં કીધાં હશે પાપ;
અક્ષ્યા નથી તારે બાપ;
શાને ઝાઝું કરો છો ચીકાણું ચોળી— ચાલો૦

ભમણા— ૧૩

હું જોબન મદ માતી;
રંગત મારી રોજ નવી બદલાતી,
દેખા દેખી મનથી મદન વશ થાતી;
વારે વારે ગભરાતી (૨) હું૦
ચાલ મારી ચમક ઠમક મચકાતી
ન્હાની મારી નાજુક કમર લચકાતી
સામાને જોઇ સ્હેજે ધડકે છે મારી છાતી (૩) હું૦

ભમણા— ૧૪

માલણ મતવારી હું સૌમાં સવાઇ,
છું સૌમાં સવાઈ કરૂં ખુબ કમાઇ. માલણ.
છાબ મારી ચુન ચુન કલીથી છવાઇ;
ગજબ ફુલ જાસુંદી ને જુઈ જાઈ.
અજબ રંગ ખુબ સુવાસ ફેલાઇ;
સાસરીઆમાં રોજ થતીતી ભવાઇ;
અહીં સૌ પીઅરમાં મારે મન ભાઈ;
તોય હું તો મફતની ચકલે ચવાઇ. માલણ.

સુજાતા— ૧૫

સુખીયા જન મનથી
સુખીયો સંસાર છેજી;
દુ:ખીયાને દુ:ખ પરમાણે

દુઃખીયો ન્હેવાર છેજી
રોગીનું દુઃખ નિરોગી;
ભુખનું નવ જાણે ભોગી
અનુભવથી જાણે કેવો સંસારે સાર છેજી. સુખીયા.

અષ્ટાવક્ર— ૧૬

સકલ મનોરથ સૌના મનના શ્રી હરી પુરણ કરે;
આશરો એનો મોટો ખરે. સકલ.
અંધાને જે આંખો આપે મુંગાને પંડીત કરી સ્થાપે;
પ્રભુકૃપાએ અંગ વગર પણ અપંગ ગિરિવર ચઢે—આશરો.
એ માયાને કોઇ નવ જાણે સમજે જન નિજ મતિ પરમાણે
પલક માત્રમાં ત્રિકમજી તરણાનો મેરૂ કરે— આશરો.

અષ્ટાવક્ર— ૧૭

મામા ચાલો જનકપુર જઇએ.
પ્હેલી આજ્ઞા દાદાજીની લઇએરે— મામા.
બ્રમ્હ બીજ જગમાંથી શું નાશ પામ્યું ?
વેદ શાસ્ત્ર સૌએ થયું શું નકામું ?
એના પ્રશ્નનો જવાબ ખરો દઇએરે— મામા.

ઋષિપત્નિ— ૧૮

જગન્નાથ જગપાલક જદૃપતિ
રંક તણા રખવાળ જો

હરી રંક તણા રખવાળ જો
દીનાનાથ દીનબંધુ હેજો
દીન જનની સંભાળજો

\+ + + +

જગન્નાથ જગ પાલક જગપતિ
કેશવ કમલનયન કમલાવર,
શ્રીધર પરમાનંદ જો,
દેવકી નંદન મુર મધુમર્દન;
મધુસુદન સુખકંદ જો— જગન્નાથ૦

સરસ્વતિ— ૧૯

એક સમય શંકર પારવતિ બે કૈલાસ થકી ચાલ્યાં;
વન ઉપવનની શોભા જોતાં મેરૂ શિખર પર આવ્યાં.
ગુપ્ત સ્થાન એકાંત જાણી પારવતી શંકરને પુછે;
નાથ પઢાવો મને, ગુપ્તમાં ગુપ્ત જ્ઞાન એવું શું છે?
"વારૂ પછી"
મનવાંછીત વરદાતા શંભુ અભિલાષા સતીની જાણી;
કરૂણા આપી પિનાકપાણી વરસાવે અમૃત વાણી;
પાસે શિલાનલમાં પંખી એક અલૌકિક વાસ કરે;
તે પણ આ શિવ પારવતિના જ્ઞાનવાદ ઉરમાંહી ધરે.

શુકદેવ— ૨૦

મ્હારે જન્મ નથી લેવો.

ઓ જમના મૈયા મારે જનમ નથી લેવો.
હું તો જનમ જોગી એવો.
ઓ જમના મૈયા મારે જનમ નથી લેવો.

ગંગા, યમુના, સરસ્વતિ — આતે તમારો જોગ કેવો ?
જનમ જોગી આતે તમારો જોગ કેવો ?

યમુના— અભય કવચ તને આપું હો વ્હાલા રે.
ના હોય ટાઢ કે પરસેવો— જનમ જોગી.

શુકદેવ— પ્હેરવાની બાધા મ્હારે ઓઢવાની બાધારે;
અમે ધર્યો છે જોગ એવો— ઓ જમના.

ગંગા— અક્ષય પાત્ર હું આપું છું વ્હાલારે;
જમો મીઠાઇ ને મેવો— જનમ જોગી.

શુકદેવ— ખાવાની બાધા મ્હારે પીવાની બાધારે;
મેંતો કર્યો છે નીમ એવો— ઓ ગંગામૈયા.

સરસ્વતિ-વેદ ચારેનું જ્ઞાન પામ્યો તું વ્હાલારે;
શ્રુતિ સ્મૃતિનો સાર લેવો— જનમ જોગી.

શુકદેવ— શ્રુતિ ને સ્મૃતિ મ્હારે નામ હરિનું રે,
હું તો જનમ જોગી એવો— સરસ્વતિ મૈયા.

બ્રાહ્મણ— ૨૧
ચાલો ઘર ભેળા થઇએ (૨)
સૌ જઇએ પોતાને મુકામ— ચાલો.

તજી આવ્યા ઘરબાર;
અહીં રહેવામાં ન સાર;
માટે બીજે જઈ કરીએ મુકામ- ચાલો.

રાજાને ચિત્તભ્રમ થયો બગડ્યો સઘળો તાલ;
હવે નહીં આ નગરમાં રહેવામાં કંઈ માલ- ચાલો.

પ્રશ્ન પુછે સૌ વિપ્રને તેડાવી મહિપાલ;
ઉત્તર ન દેવાય તો થાય ભુંડા હાલ- ચાલો.

પોથી પુસ્તક વાંચેલાં તે આવ્યાં નહીં કામ;
આવ્યા એવા જાઓ પાછા કરી બદનામ... ચાલો૦

અષ્ટાવક્ર }
શ્વેતકેતુ } ૨૨

ઓ મામા (૨) હજીએ દુર કેટલું?
મને કદમ લાગે છે કોસ જેટલું.... ઓ મામા૦
ભાઈ એતો દીસે થાકયાના ગાઉ લાંબા,
એમ ઉતાવળથી ફળે ના કાંઈ આંબા;
મારા હાથ પગ દુખે, શ્વાસ માય નવ મુખે,
મને કદમ લાગે છે કોસ જેટલું.... ઓ મામા૦

અષ્ટાવક્ર— ૨૩

પાલખી મેનાનું શું કામ છે અમારે. પાલખી મેનાનું શું કામ છે?
ઉત્તર દીધા વિના એના નગરનાં, અન્ન ને પાણી હરામ છે ..અમારે૦

આ હાથ પગ મેના ને પાલખી,
આ ઘોડી અમારે કરમે લખી;
ઉત્તર દીધા વિના એના નગરનાં, અન્ન ને પાણી હરામછે...અમારે૦

વારાંગનાઓ— ૨૪

તાના દીમ દીમ તોમ તોમ તનનનનન
તોમ તનનનનન તોમ તનનનનન.... તાના૦
નાદર દીમ નાદર દીમ દીમ દેરે નાદર
નાદર દાની તુંદુર દાની–દીમ દેરે નાદર
દરદર તાનુમ તનન–દીમ તાનુમ તનન....તાના૦
ધુમ કીડાન તક ધીધીગન ધીધીગન
ધે કડાન તક ધીધીગન ધીધીગન
ધા કીડાન તકધે તોમ તનનન
ધા કીડાન તકધે તોમ તનનન
ધા કીડાન તક તનનનનન...

અષ્ટાવક્ર-બીજા બ્રાહ્મણો— ૨૫

સત્ય એક પરિબ્રહ્મ,
જગત મિથ્યા સ્વપ્ના જેવું
જગત મિથ્યા સ્વપ્ના જેવું
અસત્ ભ્રમ ઉપજાવે એવું. સત્ય૦
અજબ રંગ માયા બતલાવે

જળ તરંગ જેમ જળમાં આવે
તત્વંજ આદી પ્રસીદ્ધ
અનાદી સિદ્ધ અગોચર સચરાચર એવું...સત્ય૦

બારાંગના— ૨૬

મપસાની પમપની મપનીગ મપરેસા
મગરેસા ગરેસા ગરેસા નીસા મપસા...(૨) મપસા૦
મપનીપ મપનીપ સારેનીસા મપનીપ મપગરે
રેસાની પમગમ પરેગ સા... મપસાની૦
ધાધી ગીડાનગ તાકધીમ ગીડીનગ તાકીટધા
ધીરકીટ તક તારકીટ તક ધીરકીટ તકધા (૪)
ગરેસા ગરેસા નીપ સાની પમપ ગમપ હું ગમપ
ગરેસા મગરેસાની પમગરેસા
નીગ તીંગ થૈ તીગધે-તા (૨) નીગ (૮) તીગધે-તા
તીગ (૮) તીગધે-તા તદધા કડાનધા, (૩)
સાગમપ મગરેસા... ... ... મપસાની૦

અષ્ટાવક્ર— ૨૭

રટ રટ રસનારે રામ રામ
જાનકી જીવણુ પુરન કામ— ૨૮૦
ખટ રસ ભોજન પાન કરાવ્યું,

તોપણ નવ હરી નામ સુણાવ્યું;
ધીક્ક ધીક્ક તુજને લુણ હુસમ (૨) ૨૮ ૨૮૦

આશાવરી— ૨૮

હવે જોઇશું (૨) રાજાની મ્હેમાનગીરી (૨)
દર્ભને ફુલ બહુ જોઇશું અમારે,
બેસવું એકાંતમાં ધ્યાન ધરી— હવે૦
બીલીનાં પાન પણ જોઇશું અમારે,
ભજવા શંકરને ભાવ કરી— હવે૦

ત્રિપતિ— ૨૯

ના ના ન્હાનડીયા જાયા (૨)
નહી જાવા દઉં લાડકવાયા ! ના ના૦
હજી તું છે નાનો બાળ,
તારે નથી તપનો આ કાળ,
નહીં જાવા દઉ લાડકવાયા ના ના૦
બાર વર્ષ મેં ઉદરે રાખી,
વૃથા વહ્યો શું ભાર ?
નહીં જાવા દઉં નયન સલુણા (૨)
આત્મ તણા આધાર રે— ના ના૦

વ્યાસ— ૩૦

સુત સપુત પાછા વળો સુણો હીતનીરે વાત.
શાને ઘેલા થઇ ઘર તજો? તજો માતને તાત— સુત•
શુક—પુજ્ય પિતાજી પાછા વળો જાણી હીતની મેં વાત,
કોણ પુત્ર છે કોણ માત ને તાત—પુજ્ય•
તમારી રૂદન કરે નાંખી નાંખી નીશ્વાસ,
દ્યો કૈં આશ્વાસન તેહને કરો શાને નિરાશ— સુત૦
શુક—લક્ષ ચોરાશીમાં હું ફર્યો બન્યો સઘળે નિરાશ.
અવતાર ધરીયા અનેક મેં પુરૂં કોની હું આશ—પુજ્ય•

અપ્સરાઓ, રંભા ૩૧

સાંવરીયાને જોગ લીયો અબ કીસ બીધ પાસમેં જાઉં
સાંવરીયાને•
મદનલેખા—ગોરસ મટકીમે મહી જમાવું ગ્વાલન બનકે મેં જાઉં
સાંવરીયાને-
ચિત્રલેખા—ફુલનકી ફુલ છાબ બનાઉં માલન બનકે મેં જાઉં
સાંવરીયાને-
રંભા—ગોરે ગોરે અંગપે ભભુત લગાવું જોગન બનકે મેં જાઉં
સાંવરીયાને•

રંભા— ૩૨

મોરલા મઢાવું ચાંચ ત્હારી સોનાથી;
કૈંક ટોકા કરીને જોગીરાજને જગાડ,
જોગીરાજને જગાડ વીરા માનું તારો પાડ...મોરલા•
વર્ષાના વિલાસી, તપોવન વાસી,
કલાધારી કલા તું તારી દેખાડ (૨).... મોરલા•

અપ્સરાઓ }
રંભા } ૩૩

નેત્ર ઉઘાડોજી ન્હાનડીયા,
જુઓ નારી અમે સહુ બાલ કુમારી,
મોહ ભરી, બહુ આશ ભરી;
અહીં આવી ઉભી બની દાસી તમારી. (૩)

\+ \+ \+ \+ \+

રંભા— મેલી દો જોગ એ ન્હાનડીયા ?
તમે ભોગવો ભોગ ભલા ભલા ભાવે.
સાથે બેસી જમો નાથ પોઢો અમ સાથ
મીઠી મીઠી નીંદડી આવે. (૩)

શુકદેવ— કોણ છે કોની તું નાર વિચાર તજી
લવે મુખે શું લાજ ધુતારી;

અમો વનવાસી, છે કોની તું દાસી,
મતિ ગઈ છેક શું નાસી તમારી. (૩)

\+ ÷ ÷ + +

અપ્સરાઓ } આસપાસ વન કુંજ ભલી
રંભા } જ્યાં ભરાઈ કોકીલ ગાન કરે;
મદનરાજ મહામદમાં મ્હાલે
મદ ઘેલીના ગર્વ હરે;
એવા કામ ક્રીડા સ્થળમાં પણ
નવ કરી કામ ક્રીડા જેણે
વૃથા ગયું જીવતર તે નરનું
ખોયો જન્મ વૃથા તેણે

શુક૦— વંદ્રાવન વન કુંજ ભલી
જ્યાં હરિજન હરિગુણ ગાન કરે;
મન મારૂં મોહનમાં મ્હાલે
જે રૂપ સૌના ગર્વ હરે;
જળમાં સ્થળમાં વ્યાપક સૌમાં,
તેને નવ ભજીઓ જેણે
વૃથા ગયું જીવતર તે નરનું
ખોયો જન્મ વૃથા તેણે

અપ્સરાઓ— ૩૩

ન્હાનડીયા જોગી શાને કાજે નાના કહો છો?—ન્હાનડીયા.
ઠાલી માન મરજાદમાં રહો છો (૨)........ન્હાનડીયા.
પુંઠળ બહુ થાશે પસ્તાવો,
નવ જોગ ફરી મળશે આવો;
જગમાં જન્મ્યાનો શો લ્હાવો? .... ન્હાનડીયા.

શુક— એમાં નહી અમને પસ્તાવો,
શું જોગ ફરી મળશે આવો?

અપ્સરાઓ—જગમાં જન્મ્યાનો શો લ્હાવો?
સુખ ભોગવતાં ભય છે શાનો?
હઠ છોડી કંઇ હજીએ માનો;

રંભા—મહા મદન મંત્ર શીખવું છાનો.... ન્હાનડીયા.

૩૪

શુક— ભગવન્ મને દેખાડશો ભગવાનનું ઘર છે કયું?
નારદ—ગંગા મહીં નાહ્યા પછી ન્હાવાનું શું બાકી રહ્યું?
શુક— ભગવન્ મને દેખાડશો ભગવાનનું ઘર છે કયું?
નારદ—ખાધી બહુ ગમ તો પછી ખાવાનું શું બાકી રહ્યું?
શુક— .... .... .... .... .... ભગવાન.
નારદ—ગાયા મુખે ગોવિંદ તો ગાવાનું બાકી શું રહ્યું?
શુક— .... .... .... .... .... ભગવાન.

૩૫

**નારદ**— નથી આ બોલ જરા ખોટો,
એ બાલ મુની, નથી આ બોલ જરા ખોટો;
વૈકુંઠ માંહી વિષ્ણુ ને લક્ષ્મી,
બ્રહ્મા સાવિત્રીનો જોટો;
માયા મહેશ્વર જુદાં નથી,
છે મહિમા માયાનો મોટો.... .... એ બાલ.

**શુક**— ભલા ભલાએ ભુલ ખાધી સંસારમાં,
ચાખ્યો માયાનો સોટો;
શાને તમે બ્રહ્મચારી રહ્યા ?
કહો શાને તમે બ્રહ્મચારી રહ્યા ?

**નારદ**— આતો પકડ્યો અમારો ટોટો.... .... એ બાલ.

૩૬

**ભગો**— ભગા તારૂં ભાગ્ય ખુલ્યું;
તારૂં ભાગ્ય ખુલ્યું હવે ભલો જડ્યો છે ઉપાય..ભગા.
આંખોની વચ્ચે નાક નડે તેથી,
પરભુ ન દેખાય....
આ નાક વચ્ચેથી જાય,
પછી ભગવાનનાં દર્શન થાય;
મારા જેવા હૌને કરૂં તો પુછ્યાની ખો ભુલી જાય–ભગા.

૩૭

**ભમાણા**—રહ્યા નકટાનો સંગ કરી નકટો થયો,
નાક કાપ્યું નકામું શે હાથે કરી ?
**ભગો**— હું ધ્યાના મંતર મોઢે ના આવડે,
તેથી આ નાક ના ચોટે ફરી;
**ભમાણા**—હવે આશા શી રાખે હું ધાવાની ?
મુવા વાતો તમારી અક્કલ વની;
**ભગો**— હવે ત્હારીને મ્હારી જોડી બની,
તું નકટી ધણીયાણી હું નકટો ધણી....

૩૮

**સર્વે**—જગદીશ્વરનું નામ જપી લ્યો અંતર જ્યોત જગાવોજી,
જનમ જનમનું સાર્થક કરી લ્યો જોગ નહિ મળે આવોજી;
શમ દમ નીમ વડે જો ચાલો તન મનને ખુબ તાવોજી.
નીજાનંદ આનંદે મહાલો એજ જીવનનો લ્હાવોજી....

શમિકઋષિ--

૩૯

ક્ષમા એજ ભુષણુ શુરવીરનું,
ક્ષમા ભુષણુ છે શાણાનું;
દયા એજ ડહાપણનું ઘર છે,
હિંસા એજ દિવાનાનું.... .... **જુઓ.**
વિદ્વાનોનું ભુષણુ વાણી,
સાધુ લે સાધુતા જાણી;

ક્રોધ કર્મ છે બહુ નઠારૂં,
હોય રંક કે રાણાનું.... .... ....જુઓ.

શૃંગી— ૪૦

નવ થાશે મિથ્યા વચન મારૂં,
નવ થાશે (૩)
એ તક્ષક જેને ફુંફાડે કરતી ભોજન ધરણી ફાટે.... નવ.
વચન અસત્ય કદી ન ઉચ્ચારૂં,
નિશ્ચય એનું મૃત્યુ થનારૂં;
બ્રહ્માથી પણ નહીં ફરનારૂં.... થાશે.... નવ થાશે.

શુક— ૪૧

હો મનવા ભજ હરિનામ;
આખર આવે એજ કામ.... ....હો મનવા.
પુણ્ય પવિત્ર પુરણ પુરૂષોતમ;
પરમ બ્રહ્મ સુખધામ.... ....હો મનવા
સર્વોતમ સાક્ષીભુત સઉના;
સેવક જન અભિરામ... ...

૪૨

રૂષિમંડળ— ધન્ય ભાગ્ય તે ધામ તણાં જ્યાં,
સદા ભજન કિર્તન થાતાં;
ધન્ય ભાગ્ય તે ગામ તણાં જ્યાં

હરિજન હરિના ગુણ ગાતા...

શુક— એજ ઉપાય ખરો આખરનો,
પતિત પણ પાવન થાતા;
આ ભવ પરભવનાં બંધન સૌ,
તોડી પ્રભુ પદમાં જાતા... ... ...ધન્ય

૪૩

તક્ષક—શાને અવસર ગુમાવો ?
દેનારો આવો નહિ મળે–કોઇ નહી મળે;
કાશ્યપ—દેનારા મળશે બહુએ પણ,
મ્હારા જેવો ના કહેનારો નહીં મળે–કોઇ નહીં મળે.
તક્ષક— " લક્ષ્મી ચાંલ્લો કરવા આવી "
" કપાળ ધોવા શીદ જાઓ "
કાશ્યપ—" દગો કોઇનો સગો નથી "
" શીદ તમે સગા એના થાઓ ? "
સાચાને તો આંચ ન આવે,
લાંચ દીધે કંઇ નહીં વળે;
કંઇ નહીં વળે કંઇ નહીં વળે...
તક્ષક— ... ... ... ... ... શાને૦

૪૪

શુકદેવ—
પ્રભુ પ્રલય સમયમાં પાપી શંખાસુર મારી;
ધર્યું પ્રથમ મચ્છ સ્વરૂપ વેદ લીધા તારી...પ્રભુ૦

પ્રભુ અમૃત કાજે વલોવીયાં સાગર વારી;
ધર્યું બીજું કચ્છ સ્વરૂપ ધરા પીઠે ધારી...પ્રભુ૦
પ્રભુએ કીધો ઉદ્ધાર વળી હિરણ્યાક્ષ હણી;
ધર્યું ત્રીજું શુકર રૂપ ધરી ઢાલે ધરણી...પ્રભુ૦
પ્રભુ પ્રકટ્યા તોડી સ્થંભ હિરણ્યકશ્યપુ માર્યો;
ધર્યું ચોથું નરહરી રૂપ પ્રહલાદને તાર્યો...પ્રભુ૦
પ્રભુ ત્રણ ડગલે બ્રહ્માંડ માંપી બલીરાય છળ્યો;
ધર્યું પાંચમું વામન રૂપ ન મહિમા જાય કળ્યો...પ્રભુ૦
પ્રભુ કાઢ્યાં ક્ષત્રી મૂળ લઈ ફરશી હાથે;
ધર્યું છઠું રૂપ ભૃગુપતિ શ્રી જગન્નાથે...પ્રભુ૦
પ્રભુ કરી સીતાની શોધ દેશ બધો ડોળ્યો;
ધર્યું સાતમું રામ સ્વરૂપ રાવણને રોળ્યો...પ્રભુ૦
પ્રભુ મથુરાં માંહી કંસ કાળો કેર કરે;
ધર્યું આઠમું કૃષ્ણ સ્વરૂપ દેવકીનંદ હરે...પ્રભુ૦

૪૫

**સર્વ**— સાર લેજો સંસારી સૌ સારનો આ સાર;
જ્ઞાન વિના ગોવિંદ મળે ના તજતાં ઘરસંસાર.
તેલ રહ્યું તલને વિષે જ્યમ ચકમક અગ્નિ પ્રકાશ;
આત્મ એમ વસે અંતરમાં ફુલમાંહી જ્ય મવાસ.

ૐ શાંતિ શાંતિ શાંતિ

**સમાપ્ત.**